3534

# चतुर चंचळ नाटक.

---

## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ ચતુરભાઈનો મેહેલ.

( ચતુરભાઇ તથા ચીમનલાલ )

ચીમનલાલ—( પ્રવેશ કરીને ચતુરભાઇ કોચ ઉપર ઉદાશીન ચ્હેરે સુતેલો છે તે પ્રત્યે ) પ્રીય વહાલા બંધુ! આજે તારૂં મુખાર્વિંદ આટલું બધું ઉદાશીન ને ભયભીત કેમ દેખાય છે? તને કોઇએ દુભવ્યો છે કે શું? સુર્ય જેમ દુષ્ટ રાહુથી ઘેરાઇ જવાથી તેનું તેજ ક્ષિણતા પામે છે તેમ તારૂં મુખાર્વિંદ કયા શોકરૂપી રાહુથી ગ્રસ્ત થયેલું છે? મારા વહાલા મિત્ર તે તું મને દરશાવ કે તારે માથે એ શું આફ્ત આવી પડી છે?

ચતુરભાઇ—મારા શુભેચ્છક મિત્ર, 'તારાથી કાંઇ' વાત ગુપ્ત નથી પણ મને આજે કાંઈજ ચેન પડતું નથી, મારા દુઃખની પરીસીમા છે તે સાંભળઃ—

## લાવણી.

('છટક દરશનકી લગી તનમેં.) એ રાગ.

મિત્ર દેખી સુંદર મેં નારી, બતાવો તેજ તમ પ્યારી;
ખડીથી ગોખુમેં ધારી, ઉનુને આંખ મુજે મારી.
નેત્રરુપી બાણુ માર્યું ભારી, તેથી શુધ બુધ ગઇ સારી;
દાંતજ જેસા દાડમ કલીયાં, નુર મુખે અપાર.
શબ્દ ઉનકા કોઇલ જેસા, શરીરે ગોરી પું ધાર;
પસંદ હે મુજને એ નારી. બતાવો૦ ૧
વાળની વેણુ ગુંથી સારી કારમી દેખી એ નારી
આશકો કરે નિત્ય ફેરી ઉનુને જાન મુજે ગેરી.
ચકમક જેસી વીજલી ચમકે ચમકે ઉનકા જાન,
આ'તમેં ક્યા કરૂ ઊપમા શોભા પરીઓ સમાન
ચાલ ચલે હંસ, સમ સારી. બતાવો૦ ૨
ભિંઠિ જખાંસે જગ ફરિયા સારી તેનુસે મોહની નાખે ધારી
જોબન તો લુંટ લે સારી ચાલાક છે ચંચળ એ નારી.
દેખીને મારૂં દીલડું દાઝે ન જાય દિન ને રાત,
એ વિના આ વૃથા દેહ છે કરૂંછું દેહની ઘાત,
મલ્યા વિણુ જાન જાય મારી, બતાવો૦ ૩

મારા પ્રિય બન્ધુ !! એ સુંદર સ્ત્રી મારી દ્રષ્ટીએ પડી ત્યારથી મારૂં મન તેણીએ મોહપાશથી હરણુ કરી લીધું છે. અરે! હું તેનું વર્ણન કરી શકતો નથી !! હું કહું છું કે જો તે સ્ત્રી

મને નહી મળે તો આ દેહના વિશે આત્મા સ્થીર રેહેનાર નથી.

ચીમનલાલ---પ્રિય મિત્ર? ઈશ્વરની કૃપાથી મનોવાંચ્છીત ફળની પ્રાપતી થશે ને સર્વ સારા વાનાં થશે? માટે ફિકર તજી હિંમત રાખ? અહો? મારા વાહાલા દોસ્ત એવી ફક્કડ સ્ત્રી તો મેં કદી કાને પણ સાંભળી નથી.

## ઠુમરીનો ખ્યાલ.

પ્યારીનામ શાંભલી ઉદાસીન ભઇરે.
તુજને દીઠા વીના આ દેહમાં. તું પ્યારી० ૧
અતીશે પામ્યો હું મોહનીનો પાશ
મલવા ચલો તમે ઝટ ભઇરે. તું પ્યારી० ૨
શોધ કરી તેને મલવું આવારે
નહીં મલે તો નીરાસ ભઈરે. તું પ્યારી० ૩

ચતુરભાઇ----ભાઇ, કદાપી એને નજરે નીહાળી હોય તો આપણા શીતલ નેત્ર તેના ભવ્ય સ્વરૂપ તરફથી દુર કરવા ઈચ્છા થાયજ નહીં! આહાહા!!! હજી મેં તેની બરોબર ચિકીત્સા જોઇને મારાં ચક્ષુને સંતોષ આપ્યો નથી પણ તેનો અલ્પ વખતનો ઉજવળ દેખાવ જોવાથી તેનાં મોહની રૂપી બાંણે કરી મારૂ કાળજું કોરી નાખ્યું છે! શું? તેનું રૂપ!! ને શું એની ચપળતા!!! ખરેખર? વિસ્મય પમાડનાર છે માટે અવસ્ય એનો પત્તો મળવવો જોઈએ!!!

ચીમનલાલ- ભાઇ! મારૂ મન પણ વશ રહેતું નથી માટે

આજે આપણે મંદિરે જઈશું ત્યાં સૌનો ભેટા થશે.

ચતુરભાઇ—તોહવે આપણે જલદી ચાલવું જોઇએ!!!

(સમાલો તેરી અદાકુ જરા સુનો તો સહી.) એ રાગ.

મિત્ર ચાલો મંદીરની આગે તો આપ સહી,
વાર શું કરો છો દર્શણુ વેળા થઇ ગઈ. ટેક
નથી જોયું મેં ઘણા દીનથી મુખ જઇ;
જીવ મારો અહીં એ વીના ગોઠે નહીં.
વાટ જોઈ બેશી રહી હશે પ્રિયા તહીં;
શાણા ચાલી જશે ઘર તરફ એ તો સહી.

(બંને જણુ મંદીર આગળ જાય છે.)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ મંદીર આગળની પોળ.

(ચંચળ મંદીરમાં દરશન કરી આવે છે તેવામાં ચંદન પોળના માંઢે ઉભી છે તે કેહે-છે.)

ચંદન—આવ બેન ચંચળ! ખુશીમાં છો કે ની?

ચંચળ—ખુશી તો તમારી મેહેરબાની વડેજ તો બા!

ચંદન—અમારા વડે શેના? તમારી ખુબસુરત કાન્તીવડે અમારો તો એ ધંધોજ છે કે કાંઈ કરતાં કોઇનું ભલું કરતું

ને સર્વેના જીવ તૃપ્ત રાખવા.

ચંચળ— ખરૂંજ તો બા! નીકર મારા જેવી માહાન દુઃખ માં પીડાતી બાલ અબળાઓની શી વલે થાય! પરમેશ્વર તમારૂં સદાકાળ ભલું કરો એવી અમારી આંતરડી આશિષ દે છે!!

ચંદન—બેન, આજે તારો વ્હેરો કામાતુરપણામાં ધરપકડ થઇ રહ્યો છે કે જેથી તારી મનોવૃતિ કાંઇ ઠેકાણે નથી. કેમ? તમારા પેલા શખ્સની મુલાકાત થાયછે કે નહી?

ચંચળ—મારી પ્રિય સખી! તારાથી કાંઈ પણ વાતમાં બીજતા નહી રાખતાં મારા અંતરના પડદાની વાત કહુછું કે તમોએ મલવી આપેલો યાર જો કે સારો છે તોપણ તેમનો આવવાનો સમય એકતો બરોબર નહીં ને આવેતો કાંઇ ઠેકાણું નહીં! બલ્યું એમ તે કેમ ચાલે વારૂ? બેન આપણે તો હાસ્યરસનાં ભુખ્યાં!!!

ચંદન—હોવે બેન? (એમ કહી ગાય છે)

(મેં તો રહીછું મનાએ મનાએ.) એ રાગ.

ખીલી રહીછુ ખુબ બેની મારી; જોબન ઝોલા ખાય છે બારી. ટે.
વદન સુંદર શોભે ભારી, સુઘડ વાણી લાગે મને પ્યારી. ખી૦ ૧
કાન્તિ દેખી આજ બેની તારી, નેત્રે ખુશી મુજછે ભારી. ખી૦ ૨
ચોટલાની વેણુ ગુંથી સારી, હંસની ચાલ સાલે તું નારી. ખી૦ ૩
મંદ હાસ્ય ભરેલી શાણી મારી, યારની મુલાકાત હ્યો ભારી. ખી૦ ૪

ચંચળ——બેન, તું તો સદા મશ્કરીમાંજ રહી! જોની હું તને એક વાત કહું કે હું ગઈ કાલે મારા છ-જનમાં બેઠી બેઠી ચોટલો ગુંથતી હતી તે વખત કોઈએક અતી ગુલ્લાલા જેવો શખસ કે જેને હું પીછાનતી નથી તેની ને મારી નજર એકમેક થતાં તેનાં નેત્રો રૂપી બાણે કરી મારા તનમાં કામદેવ પ્રગટ થ-યો કે જેના તાપે કરી મારૂં શરીર કાંપવા લાગ્યું ને પરશેવાની શેરો છુટવાથી મારૂં શરીર ભીજાઇ ગયુ. માટે તે શખસનો જલદી મળાપ કર. (એમ કહી ગાય છે).

(કીયા ઇશક પરીને મારા, મુજે છોડ ચલા બનજારા.) એરાગ.

બેની આશક મારો બતાવો, દીલદારનું દર્શણુ કરાવો. ટેક.

શોભે છે શરીરે એ સારો, મુજ પ્રાણ આધાર છે પ્યારો;
જલદીથી તેડી તેને લાવો, બેની આશક મારો બતાવો. ૧

માર્યા ઘાવ નેત્ર રૂપી ધારી, તેથી કામ થયો મુજ ભારી;
શુદ્ધિ નથી સીદને સતાવો, બેની આશક મારો બતાવો. ૨

શાથી શાન કરી સમજાવ્યો, તોહે હજી અહીં નહીં આવ્યો;
તેને તેડવા તમ તો જાવો, બેની આશક મારો બતાવો. ૩

મારૂં એ વીના મન નહીં માને, મુદ્રીકા લેઇ ઝટ જાને;
ના જાવો તો કોઇ સાથે કાવો, બેની આશક મારો. ૪

કેજો પ્રણામ બેની મારા, દુઃખે રવે છે તુજ પ્યારી પ્યારા;
તેને મલવા તમ તો આવો, બેની આશક મારો બતાવો. ૫

ચંદન—જોને એની એ સઘળી વાત ખરી છે તો પ્રીતી બાંધવી તો એકજ સાથે બાંધવી, કેમકે અમારૂં નામ તો પ્રસીદ્ધ છે ને બધા ઘણાએ મોટા મોટા ને સારા સારા અહીંયા આવેછે માટે એવા તો એકના એકાશી પણ તું સારા ઘરની ને વિધવા એટલે લોક કાંકરા મારે એ તને છાજતું ગણાય નહીં નીકરતો મારે એમા વાર નથી એતો શુ? પણ ભલ ભલાને એક સપાટામાં નીચોવી નાખ્યું?

ચંચળ—બેન તારૂં કહેવું સાંચું છે પણ મારે હવે કયાં છોકરાં વરાવવાં છે કે દીકર છે? મા બાપે મારૂં શું ભલું કર્યું? દુનિયામાં જન્મીને બીજું શું કરવાનું છે? તે મોજ શોખ ને મજા મીજલસ ઉડાવી તે ખરી. માટે મારી સખી (તેના ખભે હાથ નાંખીને) મને જ્યાં સુધી તે યાર મલસે નથી ત્યાં લગી મારા શરીરે સીતળ તા વળનાર નથી એની મોહો બત મુલાકાત થયા વિના મને ધીરજ વલવાની નથી. માટે તું જરૂર મારા હૈયાના હરનારનાં દર્શણ કરાવ નહીં તો એમાં વિપરીત થશે.

ચંદન—(મનમાં) આ બાઈ બરોબર આશક પડયાં છે (ચંચળ પ્રત્યે) બેન તું અકળાઈશ નહી. જો તારી મરજી છે ને આટલો બધો આગ્રહ છે તો તમારો ભેટો જલદી થશે. માટે તું જરા પણ કલ્પાંત કરીશ નહીં. (એટલામાં ચતુરભાઇને ચીમનલાલ દુરથી તેના સામું જોઇને ચતુરભાઇ ગાયછે)

( કેમ ખોલ્યું પ્રિતમ ઘુંઘટો )　　એ રાગ.

પ્રિય દોસ્ત લો તમે નહાલીને પેલી ઉભી તે મુજ પ્યારીને;
શાણી સૈયર શાથે વાતો કરે મુજ તરફ અતી નેણ મારીને. ટેક.
　ઉમેદ અતી હૈયે ઘણી, બતાવી તને તે નારને.
　હજારો વીઘન આવી પડે નહી છોડવી તેને તું ધારને—પ્રિય.

ચચળ—હે! મારી પ્યારી સખી જોને હું તને જે મારા નેણ દર્શન પ્યારાની વાત કરતી હતી તે સુરવીર અલબેલો છેલ આપેલો ( આખની ઈશારતે ) મારા સનમુખ સુંદર ચક્ષુથી જોયા કરે છે.

ચંદન—( ચંચળને ધીરજ આપેછે. )

## ગરબી.

(મારારે શામી મારાથી છોટા.)　　એ રાગ.

બેનીરે મારી બાવરી શું જાવો;
ધીરાપડી યારને સમજાવો.　　બેની.
કરો અનશારો શાને સારો;
તેથી રહેશે ભાર બેની તારો.　　બેની.
વિરહ ઘણો કામાતુર ભારી;
દીશે શાંણી કાન્તી મોહન ગારી.　　બેની.

( ચંદન ચતુરને ઇશારો કરી જાયછે. )

—o—

# પ્રવેશ ૩ જો.

## સ્થળ— ચંદનનું મકાન.

ચંદન—(ઘડીયાળ સામું જોઇને મન સાથે) અહો! લગભગ ૬શ વાગવા આવ્યા પણ હજી સુધી પેલા પ્રિય મોહોબતદાર આવ્યા નહીં જ.??? શું તેઓ ઇશારતમાં નહીં સમજ્યા હોય કે કેમ? તેમજ મારી પ્રિય સખી પણ હજી સુધી માલુમ પડી નહીં ખેર, તેનું પેહેલું શું કામ છે? પેલા આવે તો તેમનું કોડું બજાવી કાંઈ છીનવી લેવા લાગ ફાવે!! (એટલામાં ચતુર ભાઇને ચીમનલાલ આવીપોહોચે છે તને જોઈને) આવો મારા છબીલા છેલ પધારો (એમ કહી તેમનો હાથ ઝાલી કોચપર બેસાડે છે.)

ચતુરભાઇ—કેમ મારી મનહર ચંદન પ્યારી કેમ ચાલેછે?

ચંદન—મારા પ્રિય પ્રાણ તું લ્ય એમનું એમ ચાલેછે પણ જરા (આંગળીનો લટકો કરીને) લ્હેજતદાર!!!

ચતુરભાઈ—(હસતે મોઢે) તમારી વાત કરવાની ખુબીજ લ્હેજતદાર છેને! કેમ પેલાં કાલ વાળાં કેવી મસલતમાં છે?

ચદન—મારા પ્યારા તે તમારી છેલ બટાઉના જેવી કાન્તિ જોઇને દીગ થઇ ગઈ છે ને તમને મળવા ઘણી આક્રંદ કરતી હતી માટે તેનુ વર્ણન કરૂં તે સાંભળો.

(તું જેહે શોખ મીલનેકા -એ રાગ)

પ્રિતમ વીના જેની મારી અતી જાણુ જાય મુંજ ભારી:

મલવ મુજને શાણી આજે દીલ ખુશી કરવાકાજે.
ઘણા દીનથી દીલ લાગ્યું એટલું કામ કર મુંજ માગ્યુ;
મારી એટલી તું કરને સાર મળવી આપ મુંજને એ યાર.
ઘણો ગુણવાન ચતુર પ્યારૂ નેત્ર ઠઠાલે બાણ મારૂ;
મળવી નહીં આપુ એજો યાર તો તો જાન જાય નક્કી ધાર
(આટલું કહીને બને જણ પાસેથી કેટલીક જણુશો લેઇ લેછે
અને પછીથી એવામાં ચંચળ આવી પોચે છે તે જોઈને)

ચંદન--આવ બેની! તારા હર્ષરૂપી આંખના ઇશારે હસતે મુખે મીજલસી સાથે મોજ ઉડાવ, અમ આવીએ છીએ ચાલો, ચીમનલાલ તમને પેલું બતાવું?

ચંચળ—સારૂં! સારૂં? તને બોલતાં જરા શરમ પણ આવતી નથી જા જા. (એમ કહેતાં હસી પડે છે ને ચંદન અને ચીમનલાલ બીજા હોલમાં જાયછે.)

ચતુરભાઇ--(ચંચળ વેગળી બેસવાથી) આવ મારી મનહર મન કામના સુંદરી (હાથ પકડે છે) મારા ઊત્કંઠીત અંગને સ્પર્શ કરી મારૂં મન ખુશી કર?

ચંચળ—(નજીક આવીને) મારા મન ગમતા દિલદાર મારો કુમળો હાથ ઉતરી જશે માટે કૃપા કરી મુકીદો?

ચતુરભાઇ—મારી દીલજાન તારણી તારૂં ચંદ્રમાના જેવુ સ્વરૂપ જોઇ મારો જીવ કેદ રહેતો નથી માટે જલદીથી મારી સાથે મધુર સ્વરે વાત કર.

ચંચળ--(મધુર સ્વરે નીચે મુજબ ગાયછે.)

## રાગ ઈંદર સભાનો.

પ્રિય પ્રાણ જોબન કેરી, બહાર લો તમે નીરધારરે;
પ્રાણ પતી તમે માહરા, હું આવી શરણે નારરે. ટેક.
દુઃખીયન દાસી જાણીને, કરો મને ગુલતાનરે;
બીછાવી સેજ સોભતી, ખેશો તમે આ વારરે. પ્રિય.
વાર કરો કેમ આપ, પ્રાણ પ્રિય જાયરે;
મુખ તણા વેણ અતી, શુંણી લાગો પ્યારરે. પ્રિય.
લાલ લાલી લગાઈને, શું કરવા પાડો રેણરે;
પોઢો પંલંગે દીન રાત, શું કરો વિચારરે. પ્રિય.

(પછી બંને જણ મંદ મંદ મુખે હા વચન ઉચ્ચારતાં બેઠા છે પડદો થોડે થોડે પડી રહ્યો છે. તે દર મીયાંન બંને જણ વિષયનાં આતુર થયેલા સયન કરેછે.)

# પ્રવેશ ૪ થો.

---

## સ્થળ—મોતીચંદનું મકાન.

મોતીચંદ—(ઉદાશ મુખે) અરે! મારી પ્રાણપ્રિય વનિતા હવે આપણું નાક પુર્ણ કપાવા બેઠું!! અરે! આપણી પ્રાણ-પ્રિય વહાલામાં વહાલી દીકરી જે ચંચળ તેણે છેવટે આ-પણું નામ ખોળ્યું! જોને લોકો ઠારોઠાર એજ વાતના સપાટા હાંક્યાં કરે છે કે મોતીચંદની છોકરીએ તો દાટ

વાળ્યો !!! જુવોને બાલપણમાં વેશ રાખી પેલી રાંડ ચંદન! ઓળખી કેની? પેલી રાંડ કુબ્જી, તેની સંગત કરી છે ને વખત બેવખત તેને ઘેર જાયછે. વારૂ, શું આ વાત આપણી આબરૂને છાજતી ગણાય વારૂ!!! મને પણ થોડા દીવશથી ચંચળનાં ચિન્હ જુદી તરેહનાં જણાય છે કેમકે જોને તેના પતીના મરણને તો હજુ થોડા માસ થયા છે પણ તેની બાલાવેશ કાન્તિ એ વાતની દીલગીરીમાં હોય એમ ભાસતું નથી ! અરેર ! ! !

જેકોર—સ્વામીનાથ, મને પણ એના ચાળા બગડેલા દીસે છે. રાતવરત વેહેલી મોડી ઘેર આવે છે, ને આખો દીવશ કોણ જાણે કયાંયે પડી રહે છે! શું કરિયે? કહીએ છીયે ત્યારે ઉલટી ચાંદવાવેડા કરી રડવા માંડે છે. ( એટલામાં ચંચળ આવે છે તે વાત કરતાં સાંભળીને )

ચંચળ—કેમ મા ! મેં શું એવું ખોટું કર્મ કર્યું કે તમ બંને જણ આખો દહાડો મારી નિંધા કરો છો ? હાય, મારે કોઇ રહ્યું નહીં ત્યારે તમારે ને બીજા લોકોને વાત કરવા વખત આવી કેની ?

( પ્રભુ તોરે નામકી લેહે મુને લાગી. ) એ રાગ.

અરે પ્રભુ દીનદયાળ શું કીધું,
કેવાં કર્મ કર્યાં દુખ દીધું. અરે. ટેક.
સ્વામીરે મારા મુકીને ચાલ્યા,
જુવાની થઇ મહારા વ્હાલા;

તે થકી મુજને દુઃખ ઘણું સાલે,
વ્હે છે કામાગ્નિની જ્વાળા. અરે૦

સાસુ સસરાને લાગીશ વેરી,
માત પિતા જુઓ ઝેરી;
દુઃખ રે કાપી સુખરે આપો,
અરજ ધરો દીલ મેરી. અરે૦

જેકોર—બેન તું રડે છે શું કરવા? વાહરે! અમ તને શું કહ્યું કે તું રડવા માંડે છે. તારા નસીબ આવું થયું તેમાં અમ શું કરીશું? પણ બેન કાંઈ એવું કાંઇ થાય નહીં, અમે કાંઇ ઘરડો વર જોયો નહોતો ઉલટો બે વરશે નાનો હતો ને કોઇ જાણી બેઠું હતું કે આમ થશે! આપણે તો સારા ઘરનાં છોકરાં કહેવાઈએ ને પેલી રાંડ નીચની સોબત કરવી ઘટે કે શું? આપણા કુળને મોટું લંછન છે!!

ચંચળ—લંછન તો જનમ્યાં ત્યારથી લાગેલુંજ છે; પણ મારે એની સોબત છુટવાની નથી, કહેનારી કહી રહી!!! હા, હું કદી એની સોબતથી આડે રસ્તે ચાલું તો તું કહેતી ભલી! એ રાંડ ચંદન એવી છે તેમાં મારે શું? ભેંશનાં શીંગડાં ભેંશને ભારે. હોય, જ્યારે તમ માબાપ થઈને આવી નિરાધાર વાતનો ગોળો મુકો તો બીજા વાત કરે તેમાં શી નવાઈ? હશે, હોય હું અભાગ્યણી કે જ્યારે મારાં કમનસીબ બગડયાં ત્યારે તમારે કહેવા વારો આવ્યો.

કેની ? (એમ કહી રડે છે.)

(જનુની જીવોરે ગોપીચંદની.) એ રાગ.

પાપ પેલે ભવ મેં કર્યાં, કરિયાં હશે અથાકજી;
નારી મુકી નાથ તો ગયા, લાગી રહ્યા એ ધાકજી.
નાથરે વિના નીચ અભાગ્યણી.
માત પિતાનો જુલમ ઘણો, ક્યાં સુધી સ્હેવાયજી;
કુડાં કલંક કોટી કો' મુકે, તે કેમ સેવાયજી.
નાથરે વિનાની અભાગ્યણી.
દાઝેલા દીલમાં દેવતા, મુકે છે તે અપારજી;'
ખાવું પીવું કંઈ સુઝે નહીં, રડવું આવે ચોધારજી.
નાથરે વિનાની અભાગ્યણી.

મોતીચંદ—(પતિ પ્રત્યે) જવા દેને એનું નામ. એની નજરમાં આવે તેમ કરે.) આપણી શિખામણ કાંઇ માને એમ છે. જોને ઉલટી સારી વાત કહેવા જતા મુંડું માની રડે છે ત્યારે એનું નશીબ! પણ અંતે "ધર્મે જય અને પાપે ક્ષય" પાપનો ઘડો ભરાશે ત્યારે એની મેળે ફુટશે. લખ્યા લેખ કદી મિથ્યા થનાર નથી; ખરેખર હવે આપણી પડતી આવી. આથી મરવું બહેતર છે! હશે, જે બનવાની હશે તે બનશે માટે હવે એની રામાયણ મેલી દે. મરશે! (એમ કહી બંને જણ ત્યાંથી ઉઠી બીજા હોલમાં જાય છે.)

ચંચળ—(એકલી બેઠી બેઠી) અરે ઓ સૃષ્ટીના કરનાર હવે મારી શી વલે થશે! આ મારાં મા બાપનાં કુવચનો સાં-

બળી મને ધૈર્યતા રહેતી નથી! પણ અરે એ વાત સત્ય છે! કુકર્મ કરવાથી કાંઈજ ફાયદો થતો નથી. વીષય રસ વીખ સમાન છે ને તેથી હું લોકોમાં ફીટકાર પામી ને વળી હજી અધુરામાં પુરૂં આજ મને પણ માસ થયાં રજસ્વાળા ( અડકાવ ) આવ્યો નથી ને હવે મને અભાવાના ચેન થવા લાગ્યાં છે પેટ પણ વધીને મારૂં પોગળ ઉઘાડું પડવા વખત આવ્યો અરેરે! હવે મારી શી ગતી! થશે?

મેં કોઇનો આંક્રોશ માન્યો નહીં ને દિનપર દિન વ્યભીચારમાં મશગુલ રહી તેનું આ પરિણામ ! અરે! મારા અંતરની દાઝ જાણનાર સદગુણી સખીઓએ પણ મારાં દુરાચરણ જોઇ મારી સંગતનો ત્યાગ કર્યો ! અરેરે! તેની દરકાર નહીં રાખીને મેં મારાં પાપી કૃત્યના પગલાં ભર્યાં પણ તેનાં હવે મને પુરણ પસ્તાવો થાય છે ને આપઘાત કરવા વગર મને એકે રસ્તો સુઝતો નથી.

## ગઝલ.

મરૂં અરે હું બાળકી, બાળ લગનના ચાલથી;
ધરૂં દુઃખ તો દેહે બહુ, કજોડા કેરા કષ્ટથી. ટેક.
નાની ઉમરમાં પતી મારો, મરવાથી વિધવા થઈ;
ધર્મ ભુલી હું માહરો, પ્યારો કીધો વ્યભીચારથી. મરૂં૦
નાનેથી બાળા રાંડેથી, શર્મ નહીં હું રાખ્ય

ખરીક થઈ ફરતું હવે તે થકી મરવું કથી. મરૂં૦
નામ બાળો એ રીતનું, કેર કર્યા કાળા સહી;
પ્રાણ મારો હવે જાય છે, છોડાવો પિડાતા એ ચાલથી. મરૂં૦

( એમ કરતી જાય છે ને હરામના હમેલની વાત લોકાચારથી છુપાવવાના હેતુથી આપઘાત કરી પોતાના પાપી પ્રાણને નીચ ગતીમાં વિદાય કરી સગાં સ્નેહીઓને માટી એબ લગાડી. તેની લાશનો પતો પોલીસે એક કુવામાંથી મેળવી પંચક્યાસ કરી અગ્નિદાહની રજા આપી. સગાં વહાલાં ઉત્તરક્રિયા સાથે કલ્પાંત કરી શાંત પડયા, ને આખા ગામમાં આ નિંધાપાત્ર વાતની ચરચા જોસભેર ચાલી રહી.



# જાહેર ખબર.



આ ચોપડી અગર બીજી ઘણી જાતની ચોપડીઓ ઠેકાણેથી મળશે.

ખંભાત મધ્યે—શા. વાડીલાલ મથુભાઈ ઠા. બજારમાં.